# પાંચ પગવાળી ગાય.

એક હૃદયદ્રાવક નિબંધ.

97

લેખક અને પ્રકાશકઃ—

દલપતરામ ભાઇશંકર રાવળ,

કાસમપુરા, વિરમગામ. ( ગુજરાત. )





પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬ — સને ૧૯૨૦

કિંમત રૂ. ૦-૧-૦

1325

## રા. રા. દલપતરામ ભાઈશંકર રાવળકૃત પુસ્તકો.



| | | કિં. રૂ. આ. પાઈ. |
|---|---|---|
| પ્રેમ-પુષ્પ: ... ... ... ... ... | ,, | ૦—૪—૦ |
| ચક્રવર્તી અશોક: ... ... ... ... | ,, | ૨—૪—૦ |
| દશ લાખનો દલ્લો: ... ... ... | ,, | ૨—૦—૦ |
| કલંકિત કુમારિકા ! : ... ... ... | ,, | ૨—૦—૦ |
| સ્વદેશ: ( ટાગોરકૃત ) ... ... ... | ,, | ૦—૧૨—૦ |
| બાલગીતા: ( પૂર્વાર્દ્ધ ) ... ... ... | ,, | ૦—૮—૦ |
| સંસારી કે સંન્યાસી ? : ... ... | ,, | ૧—૮—૦ |
| શારદાનું સ્વાર્પણ:—( છપાય છે. ) | ,, | ૨—૦—૦ |
| દુર્દૈવી રંગુ અથવા પાણીપતનું છેલ્લું યુદ્ધ:—( છપાય છે. ) | | |
| શિક્ષા:—( ટાગોરકૃત ) | ,, | ,, |
| બાલગીતા:—( ઉત્તરાર્દ્ધ ) | ,, | ,, |

લખો:—દલપતરામ ભાઈશંકર રાવળ,
કાસમપુરા, વિરમગામ. ( ગુજરાત. )

---

અમદાવાદ જમાલપુર રોડ ઉપર " નટવર " પ્રિન્ટીંગ પ્રેસમાં
મોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

# બે બોલ.

આ લઘુ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર જ નથી; છતાં તેમાં જે વિષય પર લખાયું છે તત્સંબંધમાં થોડો ખુલાસો કરવાની જરૂર જણાઈ છે. 'બં ભોલા! હર શંકરાં ' વગેરે શબ્દો બોલીને, ભગવાં વસ્ત્રધારી બાવાઓ ઘંટ વગાડતા કે શંખધ્વનિ કરતા **પાંચ પગવાળી ગાયને** દોરતા શહેરમાં કે ગામડાઓમાં ફરતા ફરે છે, તે સૌ કોઇના જોવામાં આવ્યા જ હશે. કેટલીક ગાયને પાંચ પગ અને બે જીભ પણ હોય છે. ગાયને પવિત્ર અને પૂજ્ય ગણનારા કેટલાક ધર્મઘેલા-અંધ શ્રદ્ધાળુ હિન્દુઓ આવી ગાયને ટોળેટોળાં વળીને આશ્ચર્યપૂર્વક જૂએ છે અને તે ગાયનું રક્ષણ કરનારા બાવાઓને (જેઓ પોતાને ગોંસાઇ તરીકે ઓળખાવ છે.) દાન આપે છે. પરંતુ ખેદની વાર્તા એ છે કે, ગાયને પાંચમો પગ અને બીજી જીભ કયાંથી આવી, તત્સંબંધમાં ઘણા જ થોડા હિન્દુઓએ વિચાર કર્યો છે.

ગાયનું રક્ષણ કરનારા એ બાવા—સાધુડાઓ હિન્દુઓ નથી, પરંતુ કસાઇ જ છે; અને ગાયના શરીરમાં એ પાંચમો પગ કિંવા બીજી જીભ તેઓ કેવી રીતે બેસાડે છે, તે વિષયપર આ લઘુ નિબંધ મ્હારા પરમ સ્નેહી મિત્ર ગંગારામ આત્મારામ રાણે ઇનામદાર એમણે મરાઠી ભાષામાં પુસ્તકરૂપે પ્રકટ કરેલો અને તેની એક નકલ મ્હારા પર મોકલી આપીને તેનો અનુવાદ ગુજરાતી ભાષામાં મ્હારા હાથે થાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી. તેમની ઇચ્છાને માન આપીને આ લઘુ પુસ્તક મ્હેં પ્રકટ કર્યું છે; અને તે જનસમાજના કરકમળમાં મૂકવાનો યોગ મેળવી આપનાર એ સહૃદય બન્ધુ જ છે.

આશા છે કે, મ્હારા લખેલાં બીજાં પુસ્તકોની માફક આ પુસ્તક પણ ગુર્જર જનસમાજના સત્કારને પાત્ર થશે જ. ॐ હરિઃ ॥

| | |
|---|---|
| કાસમપુરા, વિરમગામ.<br>સં. ૧૯૭૬ મહા સુદિ ૯ શુક્રવાર<br>તા. ૩૦—૧—૨૦ | દલપતરામ ભાઇશંકર રાવળ. |

# સંસારી કે સંન્યાસી ?

[ અત્યુત્તમ સામાજિક નવલકથા કિં. રૂ. ૧-૮-૦ ]

( લેખકઃ--દલપતરામ ભાઈશંકર રાવળ. )

અધમતાના અબ્ધિમાં ડુબતો મનુષ્ય પણ સદ્‌ગુરુરૂપી નૌકાની સહાયથી નીતિસમુદ્રના કિનારે ઉતરીને ચારિત્ર્યસંપન્ન થઇ શકે છે; એટલું જ નહિ, પરંતુ તે યોગમાર્ગનો અભ્યાસી થઇને બ્રહ્મનિષ્ઠ પણ બની શકે છે, એ વિષયની પ્રતીતિ માટે આ નવલકથા અવશ્ય વાંચો. સંપત્તિ અને ઐશ્વર્યમાં ઉછરવાથી પૂર્વાશ્રમમાં દુરાચારી ગણાતા પરંતુ ઉત્તરાશ્રમમાં સદાચારી અને સંસારવિરક્ત થએલા હરિપ્રસાદ-નાયકનો ગુરુઆજ્ઞામાન્ય કરીને પુનઃ સંસાર-પ્રવેશ, મોહિની જેવી સૌન્દર્યમયી યુવાન શિષ્યારૂપી પ્રલોભનના સંસર્ગમાં આત્મબળની કસોટી, મોહીનીનો પોતાને સંન્યાસિની બનાવવા માટે સંન્યાસીને સદાગ્રહ, સંન્યાસીની આનાકાની, સંતપ્ત સંન્યાસીનું હિમાલયની તળેટીમાં નિવાસ કરતા સ્વગુરૂ ચરણે ગમન, યોગમિમાંસા, પતિવ્રતા શારદા-નાયિકાનું સંન્યાસિની વ્રત, સેવિકાધર્મથી સંતુષ્ટ થએલા ગુરૂનો શિષ્યપત્નીને સદુપદેશ, નાયકનાયિકાનો મેળાપ, બ્રાહ્મી સ્થિતિએ પહોંચેલી નાયિકાની સંસારપ્રવેશ બદલ અનીચ્છા, ઇત્યાદિ મનોવેધક, ચિત્તરંજક અને હૃદયસ્પર્શી પ્રસંગોનું આબેહુબ વર્ણન વાંચીને તમે એવા તો દિગ્મૂ. થઇ જશો કે આ નવલકથા વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી નીચે મૂકવાનું મન પણ થશે નહિ. આ સિવાય વીરસેનાપતિ રણધીરની વીરતા અને વફાદારી તેમજ સ્વદેશ-પ્રેમનું ચિત્ર પણ એવું સચોટ રીતે આલેખવામાં આવ્યું છે, કે દરેક સ્વદેશપ્રેમીના હૃદયમાં તે વાંચ્યા પછી માતૃભૂમિ પ્રત્યે પ્રેમભાવના જાગ્રત થયા વગર રહે નહિ. ઉંચા ગ્લેઝ કાગળ અને પાકું સોનેરી પુંઠું.

લખોઃ—દલપતરામ ભાઈશંકર રાવળ,

કાસમપુરા, વિરમગામ. ( ગુજરાત. )

# પાંચ પગવાળી ગાય.



પવિત્ર તીથસ્થળોમાં પાંચ પગવાળી ગાયો લઇને ફરનારા ભગવાં વસ્ત્રધારી પાખંડી મનુષ્યોને યાત્રાળુઓ પાસેથી અન્ન, વસ્ત્રો અને પૈસા પડાવતાં કેટલાયે મનુષ્યોએ જોયા હશે, કિંવા સાંભળ્યા તો હશે જ. આવો સૃષ્ટિક્રમ-વિરુદ્ધનો ચમત્કાર નજરે પડવાથી ભોળા લોકો આશ્ચર્ય-ચકિત થાય છે અને આવો દૈવી ચમત્કાર દેખાડનારા સાધુ-ડાઓને યથાશક્તિ દાન આપે છે; એટલું જ નહિ, પરંતુ ગંગા, ગોદાવરી, નર્મદા ઈત્યાદિ પતિતપાવની–પૂણ્યસલિલા નદીઓમાં સ્નાન કર્યાં પછી આવી પાંચ પગવાળી ગાયનાં દર્શન કરવામાં ભાવિક યાત્રાળુઓ મહત્ પૂણ્યકાર્ય સ્હમજે છે. વારૂ, પણ આ દૈવી ચમત્કાર વિષે કોઇએ કદાપિ લેશમાત્ર પણ વિચાર કર્યો છે કે? ગાયનો આ પાંચમો પગ ક્યાંથી આવ્યો, તેની સંભાળ રાખનારા સાધુડાઓ કોણ છે, અને ગાય અને તેમની વચ્ચેનો સંબંધ શો છે, તે વિષે કદાપિ કોઈએ પોતાના મનને એક પણ પ્રશ્ન પૂછયો છે કે? આ પ્રશ્નો સંબંધી કોઇએ કદાપિ કંઈ જ ઉહાપોહ નહિ કરવાથી 'गतानुगतिकत्वा' અર્થાત્ અંધશ્રદ્ધાનો ભોગ

થઈ પડીને આપણે આપણને પોતાને જ ફસાવીએ છીએ. એટલું જ નહિ, પરંતુ આપણે હિંદુધર્માનુયાયીઓ કે જે ગાયને પવિત્ર અને પૂજ્ય માનીએ છીએ, તે ગાયને ત્રાસ આપનાર, ભગવાં વસ્ત્ર ધારણ કરીને સાધુડા બનેલા અને લોકોને ફસાવનારા કસાઇઓને દાન આપીને, તેમના નીચ–અધમ–પાતકી ધંધાને અપ્રત્યક્ષ રીતે પણ ઉત્તેજન જ આપીએ છીએ. આથી વિશેષ ખેદકારક કઈ વાર્તા હોઈ શકે ?

ભાઈઓ અને બ્હેનો ! ભગવાં વસ્ત્ર ધારણ કરીને લોકોને ઠગનારા એ દુષ્ટાત્મા મનુષ્યો કસાઇ જ હોય છે. હિંદુઓના અંધશ્રદ્ધાળુપણાનો લાભ લઇને એ પાપાત્માઓ શરીરે ભસ્મ લગાવી, કંઠમાં રૂદ્રાક્ષની માળા ધારણ કરી અને મ્હોંએથી ‘ હર શંકર !’ ‘ બં ભોલા ! ’ વગેરે શબ્દો ઉચ્ચારીને તેમને ઠગવા માટે ફરતા ફરે છે. એ સાધુવેષધારી પાપાત્માઓ મુસલમાન પંથના હોય છે અને ખાટકી લોકો સાથે તેમનો નિકટ સંબંધ પણ હોય છે. તેઓ હુક્કા પીએ છે, મદ્યપાન કરે છે અને ગોમાંસનું ભક્ષણ કરવામાં પણ પાછી પાની કરતા નથી. મથુરા, બુલંદ શહેર અને મુરાદાબાદ જિલ્લાઓમાં આવા લોકો વિશેષ પ્રમાણમાં છે. કેટલીક વાર પાંચ પગવાળી ગાયને સાથે લઈને, તો કેટલીક વાર માત્ર શંખધ્વનિ કરતા અને ઘંટ વગાડતા આ દુરાત્માઓ ભીક્ષાર્થે અટન કરવા નીકળી પડે છે. એક વખત એક

ગામના ઠાકોરે આવા સાધુડાઓને બોલાવીને પૂછયું: "તમે કોણ છો તે સત્ય કહો!" ત્યારે તેમણે કહ્યું: "અમે ગોસાંઈ છીએ." પરંતુ જ્યારે ઠાકોરે ધમકી આપીને ચૌદમું રત્ન બતાવવાનો યત્ન કરવા માંડયો ત્યારે તેમણે ધ્રૂજતાં ધ્રૂજતાં પોતે મુસલમાન હતા એ વાત કહી દીધી; અને ઉપર લખેલો ઇતિહાસ કહી સંભળાવ્યો.

બુલંદ પ્રાન્તમાં જહાંગીરાબાદ જીલ્લામાં ચાંદોરવ ગામના ઇનામદાર શ્રીમાન્ ગિરિવરસિંહજીને પણ આવો અનુભવ એક વખત થયો હતો, એમ તેમની નોંધ પરથી પ્રતીત થાય છે. પોતાના ઘર પાસે થઇને બે ત્રણ સાધુડા એક પાંચ પગવાળી ગાયને લઇ જતા હતા એ જોઇને, ખરૂં રહસ્ય જાણવા માટે પોતે મુસલમાન છે એવું કહીને તો પેલા સાધુડાઓ સાથે ભેળાયા. ગિરિવરસિંહજીની દાઢી લાંબી હોવાથી તેમને એક મુસલમાન માનવામાં સાધુ-ડાઓને સંશય ઉત્પન્ન ન જ થયો. પ્રથમ તો સાધુડાઓનાં તેમણે ખૂબ ગુણગાન કર્યાં અને પછી તેમણે હિંદુઓને ગાલિપ્રદાન કરવાનો પ્રારંભ કર્યો: "આ કાફિરોની યોગ્યતા એવી જ છે કે તેમને આમ ફસાવવાની જરૂર છે." એવા એવા શબ્દો બોલીને પ્રથમ તો તેમણે સાધુડાઓને ખુશ કર્યા અને જ્યારે તેઓ રંગમાં આવ્યા હતા એવી ખાત્રી

થઈ એટલે ગિરિવરસિંહજીએ પૂછ્યું: "વારૂ, આ પાંચમો પગ તમે કેવી રીતે બેસાડયો?"

પેલા સાધુઓમાંના એકે હૂકકો ગગડાવતાં આંખો મટમટાવીને સ્મિતપૂર્ણ વદને કહ્યું: "એક વાછડાનો પગ કાપી લઈને ગાયના ચીરી નાખેલા કમરના ભાગમાં અમે તે બેસાડી દઈએ છીએ અને પછી તે ચીરેલા ભાગને સાંધી લઈએ છીએ. પૂછડું, કાન, વગેરે પોતાના અંગો ગાય જેમ ફડફડાવે છે તેમ આ પાંચમા અંગ-પગને ફડફડાવી શકતી નથી. કારણ કે, તે તો માત્ર એક સૂકા કાષ્ટની માફક કમરના વિભાગમાં લટકતો રહે છે. શરીરના ઈતર અવયવો સાથે તેનો કંઈ જ સંબંધ નથી."

આ પ્રમાણે યુક્તિપ્રયુક્તિથી સત્ય હકીકત જાણી લીધા પછી ગિરિવરસિંહજી પેલા ગોંસાઈ મહારાજથી જૂદા પડી ગયા અને ગામના લોકોને એકત્ર કરીને હિંદુઓની ધર્મભોળાઈનો લાભ લેનારા એ દુષ્ટ ખાટકીઓના દુષ્ચરિત્રની સઘળી હકીકત તેમની સમક્ષ વિસ્તારથી સ્હમજાવી દીધી. ગામના લોકોએ વિના વિલંબે ગોંસાઈ મહારાજોને દષ્ટિપ્રહાર દીધો અને ત્યારપછી એ ગામમાં ફરીને આવા સાધુડાઓએ પ્રવેશ કર્યો નથી.

વાંચનાર, આ ઉપરથી તમે સ્હમજી શકયા હશો કે, પાંચમા પગવાળી ગાયનો પાંચમો પગ ઇશ્વરકૃત નથી;

પરંતુ પાતકી અને અધમ ખાટકીઓએ કેવળ પેટ ભરવાના ઉદ્દેશથી, અર્થપ્રાપ્તિ અર્થે જ નિર્દયતાથી બેસાડેલો એ કૃત્રિમ પગ છે. આંબો, નારંગી વગેરેની કલમો જે પ્રમાણે જોડવામાં આવે છે તેવો જ આ પ્રકાર પણ છે. જે પ્રમાણે એક વાછરડાનો કે ગાયનો પગ કાપીને બીજા વાછરડા કે ગાયના ચીરેલા કમરના ભાગમાં બેસાડી દેવામાં આવે છે અને ચારને બદલે પાંચ પગ દેખાડવામાં આવે છે, તે જ પ્રમાણે એક વાછરડાની કે ગાયની જીભ કાપીને બીજા વાછરડા કે ગાયની ખાંધમાં કાપ મૂકીને તે ગોઠવવામાં આવે છે; અને એકને બદલે બે જીભ દેખાડવામાં આવે છે. આ પ્રમાણે પાંચ પગ કે બે જીભ બતાવવા માટે એ દુષ્ટ કસાઈઓ એક વાછરડો કે ગાયને હણે છે. પાંચ પગવાળી કિંવા બે જીભવાળી તૈયાર કરેલી ગાયને જીવંત રાખવા માટે એ દુષ્ટ કસાઈઓ બહુ જ ખબરદારી રાખે છે; છતાં પણ કેટલીયે વાર આવી ગાયો અંગપીડા નહિ સહન થવાથી મૃત્યુ પામે છે. તેમની નીચતા આટલેથી જ અટકતી નથી; પરંતુ આવી મૃત્યુ પામેલી ગાયોનું માંસભક્ષણ કરીને એ દુષ્ટ કસાઈઓ પોતાની નીચતાનો અવધિ જ કરે છે.

પાંચમો પગ કિંવા બીજી જીભ નૈસર્ગિક છે, કિંવા કૃત્રિમ છે, તે ગિરિવરસિંહજીએ દર્શાવેલા અનુભવપરથી આપણે સ્હમજી શક્યા છીએ જ; તો પણ આપણે સામાન્ય દૃષ્ટિથી ચાલો, આ અમાનુષી ચમત્કાર સંબંધી થોડો વિચાર કરીએ.

કોઈ મનુષ્યનો હાથ કે પગ અપવાદરૂપે ન્હાનો મોટો પણ જોવામાં આવે છે. કોઈ મનુષ્ય અતિશય ઠીંગણો કિંવા અતિશય ઉંચો જોવામાં આવે છે. આવા અવયવધારી ઘણા યે મનુષ્યો આપણે જોઈએ છીએ; પરંતુ અદ્યાપિ આપણે ત્રણ પગવાળો કોઈ પણ મનુષ્ય જોયો કિંવા સાંભળ્યો પણ નથી જ. વારૂ, આ તો મનુષ્યની વાત થઈ. પરંતુ હાથી, ઘોડા, બકરાં, ઉંટ અને ભેંશ વગેરે ચાર પગવાળાં પ્રાણીઓમાંનાં માત્ર ગાય સિવાયનાં એક પણ પ્રાણીને આપણે પાંચમો પગ કદાપિ જોયો નથી; કિંવા હોય તેવું સાંભળ્યું પણ નથી. ત્યારે બિચ્ચારી નિરુપદ્રવી–નિરપરાધી ગાયપર જ નિસર્ગદેવતા શા માટે આવો ક્રોધ કરે? બીજી મુદ્દાની વાત એ છે કે, જે લોકો પોતાને ત્યાં ગાય પાળે છે તેમણે પોતાની ગાયને કદાપિ પાંચ પગવાળી વાછરડી કે વાછરડો જન્મ્યો હોય એવું જોયું નથી, કિંવા સાંભળ્યું પણ નથી જ. ત્યારે આવા રખડતાં ગોંસાઇની ગાયોને જ પાંચ પગવાળાં વાછરડાં જન્મે અને બીજા લોકોની ગાયોને ચાર પગવાળાં વાછરડાં જન્મે એવો કંઈ ઇશ્વરી સંકેત હોઈ શકે?

કેટલાક મનુષ્યોને છઠ્ઠી આંગળી જોવામાં આવે છે; પરંતુ તે વધારાની આંગળી બીજી આંગળીઓની નજીકમાં જોવામાં આવે છે. શરીરના ઈતર કોઈ પણ અવયવની સમીપમાં નહિ જ. કોઇને વધારાનો દાંત જોવામાં આવે છે;

પરંતુ તે બત્રીશીની નજીકમાં જ ઉગેલો જોવામાં આવે છે. કેટલીક ગાયો કિંવા ભેંશોને પાંચમો આંચળ જોવામાં આવે છે, પરંતુ તે વધારાનો આંચળ ચાર આંચળની નજીકમાં જ હોય છે, એ ઘણા યે જોયું હશે જ. ત્યારે જો ગાયનો પાંચમો પગ ઈશ્વરનિર્મિત હોય તો તે તેના ઇતર પગની નજીકમાં જ કેમ ન હોય? તે વધારાનો પગ ગાયની કમરમાં જ કેમ જોવામાં આવે છે? તેમ જ ગાય, ભેંશ વગેરે પશુઓની જીભપર વાળ ઉગેલા જોવામાં આવતા નથી તો પછી બે જીભવાળી ગાયની ખાંધ પાસેની બીજી જીભ પર વાળ કેમ ઉગેલા જોવામાં આવે છે? તેમ જ કોઈ પશુ કે પ્રાણીના અંગમાં સોય કે કાંટો ભોંકવાથી તેને પીડા થતી માલૂમ પડે છે અને વખતે તેમાંથી લોહી પણ વહેવા લાગે છે, ત્યારે ગાયના આ વધારાના પગ કે જીભમાંથી તેમાં સોય કે કાંટો ભોંકવાથી લોહી કેમ નથી નીકળતું? તેમ કરવાથી ગાયને કષ્ટ કેમ નથી થતું? વળી જેવી રીતે ગાય પોતાના બીજા અવયવોને ફડફડાવી શકે છે તે પ્રમાણે પોતાની કૃત્રિમ જીભ કે પગને કેમ ફડફડાવી–હલાવી શકતી નથી?

આવા સાધુડાઓની ગાય કદમાં ઘણી જ ન્હાની હોય છે. વારૂ, તેમની પાસે પાંચ પગવાળી ગાય જ હોય છે અને બળદ–નંદી કેમ નથી હોતો? પાંચ પગ અને નાગના

જેવી પરંતુ ભિન્ન ભિન્ન સ્થળે જણાતી બે જીભો જો કુદરતી જ હોય, તો તેવું માત્ર ગાયની જ બાબતમાં કેમ બને છે? બળદ અને ઇતર પશુઓને પાંચ પગ અને બે જીભો શા માટે નથી હોતી? વાત એમ છે કે, હૃષ્ટપુષ્ટ અને ભવિષ્યમાં સારી નિવડે એવી ગાયના શરીરમાં એ દુષ્ટાત્માઓ પાંચમો પગ કિંવા બીજી જીભ બેસાડતા જ નથી. વળી ગાય કરતાં બળદની કિંમત વધારે ઉપજે છે, તેમ જ ગાયને પોતાની એ અધિક ઇન્દ્રિયથી જણવું, દૂધ દેવું વગેરે વ્યવસાયમાં હરકત આવતી નથી; પરંતુ બળદની બાબતમાં તેમ નથી. કારણ કે એ વધારાની ઇન્દ્રિયને લીધે બળદ ખેતીના કામ માટે તદ્દન નિરુપયોગી નિવડે છે; અને આથી જ આ કાર્યમાં બળદ કરતાં ગાયનો ઉપયોગ વધારે કરવામાં આવે છે. આમ છતાં પણ કદાચ આ કાર્યમાં બળદનો ઉપયોગ કરવામાં આવે છે તે. તેને શંકરનો નંદી ઠરાવીને ભાવિક–ધર્મઘેલા મનુષ્યો પાસેથી એ બદમાશ સાધુડાઓ પુષ્કળ પૈસા પડાવે છે. કોઈ પણ પુરાણ કે ધર્મગ્રંથમાં પાંચ પગવાળા કે બે જીભવાળા નંદીનું વર્ણન વાંચવામાં આવતું નથી. હિન્દુસ્થાનમાં શ્રી શંકર ભગવાનનાં ઘણાં યે શિવાલયો છે. પરંતુ તેમાંના કોઇ પણ શિવાલયમાં પાંચ પગવાળો કિંવા બે જીભવાળો નંદી કોઈની દૃષ્ટિએ કદાપિ પડયો નથી. ત્યારે આ સાધુડાઓ એ આવા નંદીને કયાંથી ઉત્પન્ન કર્યો, તે સ્હમજી શકાતું નથી. પરંતુ ધર્મઘેલાઇને વિશ

થએલા ભોળા હિન્દુધર્માનુયાયીઓને આ બાબતમાં કદાપિ વિચાર કરવાની નિવૃત્તિ જ ક્યાં છે ?

ઉપર્યુક્ત વર્ણનથી વાચકવૃંદની ખાત્રી થઈ હશે કે, પાંચમો પગ કિંવા બીજી જીભ કુદરતી નથી; પરંતુ કૃત્રિમ જ છે. તેમ જ તેના બનાવનારા સાધુ–વૈરાગીનો પોષાક ધારણ કરે છે; તથાપિ જાતે તેઓ હિંદુ નથી જ. કારણ કે, પોતાને હિંદુ કહેવડાવામાં જેઓ અભિમાન ધરાવે છે એવી કોઈ પણ સહૃદય વ્યક્તિ હિન્દુધર્મે પૂજ્ય અને પવિત્ર માનેલી ગાયના અંગ પર છૂરી ભોંકવા તત્પર થાય જ નહિ. આવું રોમાંચ ખડાં કરે તેવું અધમ કૃત્ય એક હિન્દુ બચ્ચાને હાથે કદાપિ થઈ શકે જ નહિ. જે હિન્દુઓ ગૌરક્ષણાર્થે પોતાના પ્રાણની આહુતિ આપવામાં પાછી પાની કરતા નથી, જે હિન્દુઓ ગાયના શરીર પરથી એક રૂંવાડું ખેરવવામાં પણ મહત્ પાપ સમજે છે, અને જો તેમ જાણ્યે-અજાણ્યે પણ બનવા પામે છે, તો અત્યંત પશ્ચાત્તાપ કરે છે, તે જ હિન્દુધર્માનુયાયીઓ કસાઇઓને દાન આપીને ગાયને હણવાના ધંધાને ઉત્તેજન આપે એથી વિશેષ ખેદકારક કઈ વાર્તા ગણાય ? હિન્દુઓ, ખાટકીઓને પૈસા આપીને તમે પુણ્યસંચય કરી શકશો કે ? વિચાર કરો ! તમે તેમને જે દાન આપશો તે પૈસાનો ઉપયોગ મદ્યપાન અને માંસાહાર કરવામાં જ થવાનો ! આવા દાનથી તમે પુણ્યસંચય કિંવા

પાપસંચય કરશો તેનો નિર્ણય તમે પોતે જ કરી લ્યો! લોકો આવા ખાટકીઓને દાન આપવાનું બંધ કરશે તો જ આ દુષ્ટ ધંધો સત્વર સદંતર બંધ થશે; અન્યથા નહિ. કારણ કે, માત્ર હિન્દુઓ જ આવી ગાય જોઇને ખુશી થાય છે અને દાન કરવા લાગે છે. મુસલમાનો પાસે આ બદમાશો કદાપિ દાનની યાચના કરવા જતા જ નથી, અને કદાચ તેઓ તેમની પાસે જાય છે તો તેમને એક કોડી પણ મળતી નથી. અર્થાત્, આ કસાઈઓને ઉત્તેજન મળે છે તે માત્ર હિન્દુઓ તરફથી જ. જો આપણે એ બદમાશોને દાન દેવાનું બંધ કરીએ તો ના૦ સરકાર પણ આ પ્રશ્ન કોઈ વખતે લક્ષમાં લેશે અને આ અઘોર કૃત્ય અટકાવવાનો યત્ન કરશે જ.

હિન્દુ લોકો આવા બદમાશોને માત્ર અજ્ઞાનતાને લીધે જ દાન આપે છે. તેઓ બુદ્ધિપુર:સર આ પાપકાર્યને ઉત્તેજેછે એવું મ્હારૂં કહેવું છે જ નહિ. પુણ્યકાર્ય થાય છે એવું ધર્મઘેલાઈ કિંવા અંધશ્રદ્ધાથી માનીને તેઓ પાપી મનુષ્યોને દાન આપે છે અને પુન: પુન: તેમને આ દુષ્ટ કૃત્ય કરવા માટે ઉત્તેજન મળે છે. ભાઇઓ અને બ્હેનો! અત્યાર સુધીમાં ભૂલથી થઈ ગયું તે થઈ ગયું! પરંતુ હવે જાગ્રત થાઓ અને કુપાત્રને દાન દેતાં અટકો! તેમ જ

અજ્ઞાન અને ધર્મભોળા હિન્દુ ધર્માનુયાયીઓને પણ આ રહસ્ય સ્હમજાવો! આમ થવાથી પવિત્ર ગાયને કસાઈની સમશેરના ઘાથી ઉગારવામાં તમે જરૂર નિમિત્ત માત્ર થશો જ. इत्योम् ॥



# લીલા યાને જ્ઞાતિતંત્ર.

( પ્રગતિવિરોધક જ્ઞાતિતંત્રનું આબેહુબ ચિત્ર દર્શાવ
રસપૂર્ણ સ્વતંત્ર નવલકથા. કીં. રૂ. ૧–૧૨–૦.

( લેખકઃ—શ્રીયુત્ અંબાશંકર તુળશીદાસ દવે. B.

સાહિત્યવિલાસી વિદ્વાન્ ગ્રેજ્યુએટની કસાયલી કલમથી ચલી આ તદ્દન સ્વતંત્ર નવલકથાની મધુર અને સરળ શૈલિ તેમ જ કલ્પના વાંચકને અજાયબીમાં અને રસમાં કરી દે તેવી છે. નાયિકા લીલાના વિશુદ્ધ ચારિત્ર પરથી વાંચ..... સ્નેહની અમરતાનું સંપૂર્ણ ભાન થાય છે. પાપાત્મા જ્યેષ્ઠના અત્યાચારથી ત્રસ્ત થએલી નિર્મળહૃદયા નિર્મળાનો તે દુરાત્માને સદુપદેશ, અને નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળવાનો તેનો દૃઢ નિશ્ચય, ગમે તે કોટિના વાચકને ઇન્દ્રિયદમનનો ઉતમ પાઠ શિખવે છે જ્ઞાતિઓની કેટલીક નિંદ્ય અને પ્રગતિવિરોધક જડમૂળ ઘાલી બેઠેલી રૂઢિઓ રૂપી શસ્ત્રની સહાયથી ગમે તેવા કેળવાએલા યુવકને પણ જ્ઞાતિના કહેવાતા અગ્રેસરો કેટલો બધો ત્રાસ આપી શકે છે, તેનું હૃદયભેદક વર્ણન અને તેમાંય. કુશળતાપૂર્વક પોતાનો બચાવ કરી લેવાની નાયકની નિડરતા ને કાર્યદક્ષતાનું દિગ્દર્શન બિલકુલ રસક્ષતિ થવા દીધા વિના આલેખવામાં આવ્યું છે. સામાજિક ઉદય સાધવા માટે જ્ઞાતિને જમાનાને અનુસરતી બનાવવાનો ઉત્તમ અને સરળ માર્ગ દર્શાવનારી આ નવલકથા જરૂર વાંચો. પૃષ્ટ લગભગ ૩૦૦ પાકું સોનેરી પુંઠું.

લખોઃ—દલપતરામ ભાઈશંકર રાવળ,
કાસમપુરા, વિરમગામ. ( ગુજરાત. )